શ્રી ગણેશાય નમઃ

શ્રી બહુચરાજી સત છે.

# श्री बहुचराजी विजय संगीत गायन संग्रह.

ભાગ (૧) પહેલો.

રચનાર

સ્વામી રામપુરી ઉકારપુરી ઉર્ફે મોહનલાલ

છપાવી પ્રસીદ્ધ કરનાર

ઘાંચી કેશવલાલ મગનલાલ

તથા

કડીયા સકરાલાલ ભગવાન

મુ. અમદાવાદ

સંવત ૧૯૫૮ સને ૧૯૦૨ નકલ ૧૦૦૦

અમદાવાદ

પાનકોરને નાકે ઘાંચીની વાડીમાં

એંગ્લો વર્નાક્યુલર પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું.

કીમત ૦-૨-૦

# પ્રસ્તાવના.

ભાગ્યશાળી ભરતખંડના શોખીલા સદગૃહસ્થો તથા દેવી ભક્તો તથા યુવા અવસ્થાના મીત્રો પ્રતે નીવેદન કરવામાં આવે છે કે કેટલાક મુર્ખ જનો નીતી ધર્મનો પરીત્યાગ કરી અવળે રસ્તે દોરાવા લાગ્યા. સ્વધર્મ અભીમાન, સ્વજાત અભીમાન અને સ્વદેશ અભીમાન મુકી પર ધર્મને ગ્રહણ કરી અંતરમાં ઉતારવા લાગ્યા, થડ મુકી ડાળા પાંખડાને બાઝવા લાગ્યા, એવા અનીતી ભરેલા આચરણ અમારા મીત્રમંડળની દ્રષ્ટીગોચર થવાથી મારા મીત્રોએ મને ભલામણ કરી કે તમો એક દેવી ભક્તોને ઉપદેશ થવા લાયક એક લઘુ પુસ્તક બનાવો, અને તે બનાવાનું હીત્યાર્થ એટલુંજ કે કેટલાક મુર્ખ જનો જવાનીના મદમાં દ્રવ્યના લીધે છેક છકકાઇ જઇ મહાતમસ્ત પાડાની પેઠે અભીમાનમાંને અભીમાનમાં મધુપાનનો પુરતો શોક કરવા લાગ્યા બાપદાદાનો ખરી મહેનત કરી કમાયેલો પૈસો ધર્મ કર્મ ખુંટીએ મુકી નીચ કામમા વાપરવા લાગ્યા એવા ધર્મભ્રષ્ઠ અમારી નજરે પડવાથી મેં એ લોકોને સવાલ કર્યો કે મીત્રો તમારા બાપ દાદાનો ખરી મહેનત કરી મેળવેલો પૈસો તમો ધર્મ કર્મ મુકી નીચ કૃત્યમાં વાપરી નર્કના અધીકારી શા માટે થાઓ છો, ત્યારે મધુપાનથી મસ્ત થયેલા છાકેલા ભીલની માફક પોતાના હૃદયમાં કુસ ભાવ લાવી એવો જવાબ આપ્યો કે અમો દેવીભકત છીએ, માટે દેવીનો પ્યાલો શામાટે ન પીએ, ત્યારે મેં એ લોકોને જવાબ આપ્યો કે મીત્રો આધશક્તિ ઇશ્વરી માતો એટલું પરીબળ છે કે મૃત્યુ પામેલા પ્રાણીને સજીવન કરે છે તથા મોક્ષ ગતીએ પહોંચાડે છે ત્યારે તે પાપીઓના હૃદય કમળના તમામ ચક્ષુ અંધ થઇ ગયા, એવા નીચ કૃત્યના કરનાર મુર્ખ જનોને સતમાર્ગે દોરવા માટે મેં મારી અલ્પ બુદ્ધી પ્રમાણે આ લઘુ પુસ્તક બનાવ્યું છે તે સ્વીકારી કૃતાર્થ કરશો. આ લઘુ ગ્રંથમાં કોઇ જાતની કાના માત્રા વીગેરેની ભુલ આવી હોય તો સુધારી વાંચવા મહેરબાની કરશો.

લી૦

સ્વામી રામપુરી ઉંકારપુરી

# શ્રી બહૂચરાજી વિજય.

## સંગીત ગાયન સંગ્રહ.

### સ્તુતી ૧ રાગ શ્રી ગણપતી સુખપદ

શ્રી સરસ્વતી ગણપતીજી, આપો વીમળ મતીજી;
કાપો માજી કુમતીજી, એ—એ—એ—એ શ્રી.
ધારેલા કારજ ફળીભુત થાજો, ધર્મ વીજય સૌ જગમાં થાજો;
શ્રી દેજે પરમ દયાળુ. શ્રી.

### સ્તુતી ૨ રાગ મને સહાય કરશે મોરારી

લેજો વીનતી સેવકની સ્વીકારીરે, દરશણ દેજો બહુચરમા મારી;
દૈતો સંહારી સદા સુખકારી, મા ભક્તિ કરે સૌ તમારી. લેજો.
સોલંકી પુત્રીને પડછો બતાવી મા, લીધાં છે એને ઉગારી;
સેવક જનની લાજ રાખો છો, આશા પુરો છો અમારી. લેજો.

### સ્તુતી ૩ રાગ સંમરાભી શંકર ગીરજાપતી.

જગત જંતુની આશપુરી ઇશ્વરી (૨) ચંડ મુંડ વીદારી નાખ્યા;
ભય હરી જય કરી મન હરી સુંદરી, અખીલ જગ આધાર માજી આશા.
તમ ચરણ છું તમ શરણ છું દુખ હરી, મોક્ષપદ મુને પ્રાપત કરી દે;
તારણી મારણી ભારણી મન ઠરી, સેવક જનની લાજ રાખો. આશા.

# श्री सारदाय नमः

**ગાયન ૧ રાગ પુર્ણ થયો છે ખેલ સજનો.**

રાજેશ્વરી મુજ માત, આરાસુરી રાજેશ્વરી મુજ માત. (૨)
મયા કરીને દુઃખજ કાપો, ભાગોને મનની ભ્રાંત. આરાસુરી
પુરા અધુરા બાળક તારા, દરશન દયો સાક્ષાત. આરાસુરી
રીદ્ધી સીદ્ધીમાં વૃદ્ધીજ કરજે, ઝલી અમારો હાત. આરાસુરી
ઉપકાર તારો શ્રષ્ટીની ઉપર, કીધો તે વીખ્યાત; આરાસુરી
કાળ ક્રોધને દુર કરી દે, રાખી અમોપર હાત. આરાસુરી
રમત ગમત કરીએ ક્ષણુ ક્ષણુ, તુજ શરણે દીનરાત. આરાસુરી
પુરા શુરાના હૃદયે રહો છો, કૃપા કરી મુજ માત. આરાસુરી
રીતી પ્રીતીથી શકરો વીનવે, ઝાલ કેશવનો હાત. આરાસુરી

**ગાયન ૨ રાગ શ્રી જગતપતિ પ્રભુ આપો.**

શ્રી આદ્ય ઇશ્વરી, તું માતુ બહુચરી;
કષ્ટ કાપો માજી તમો, ધ્યાનમાં ધરી.
મૃગ વાહની માતુ મારી, અરપો સાૈને સુખ;
ચુરણુ કીધા ચંડ મુંડને, હણ્યું દેવનું દુખ. શ્રી.
માત મહાયરી જગત જનેતા, આપ તણો આધાર;
જોગમાયા તું લહેર કરીને, અરજી અમ સ્વીકાર. શ્રી.
અખીલ શ્રષ્ટી તુજ શર્ણે રહે છે, તરવા આ સંસાર;
ભવાની અમ હસ્ત ગ્રહીને, ભવ ભવ પાર ઉતાર. શ્રી.
બાળક સર્વે શરણે આવ્યા, કાપો સાૈના પાપ;
ફાલ્ગુન વીરો ભોળી બહુચરા, હર કુમતી સંતાપ. શ્રી

દાળચક્ર અમ શીરપર ગાજે, હરવા સૌના પ્રાણ:
ભગત જનોને સહાય થઈને, અરજી ઉરમાં આણુ. શ્રી.
સંવત ૧૯૫૮ સાલે, હતો અસાડ શુભ માસ:
અલ્પમતીથી ગ્રંથ રચ્યો છે, ધારી મન ઉલ્લાસ. શ્રી.
સકરાલાલ ને કેશવલાલ, ધરે છે તારૂં ધ્યાન:
મોહનલાલ તુજ ચર્ણ ગ્રહીને, ગાય તહાયરૂ ગાન. શ્રી.

## ગાયન ૩ રાગ વંદન કરીએ પ્રભુ.

વંદન કરીએ માજી, તુજ ચરણુમાં અમે;
આનંદ શાંતી કીધી બહુચરમા તમે તો આ સમે. વંદન.
સેવા, મેવા, લેવા, કરૂં માજી આપ;
મટે ભવ પાપ, જપુ તારા જાપ, સેવક સૌ નમે. વંદન.
ભગ્તિ, મુગ્તિ, જુગ્તિ, આપો માજી આજ:
ગરીબ નીવાજ, સુધારો અમ કાજ, ઉગારસો તમે. વંદન.

## ગાયન ૪ રાગ માઢ. શું કહું બેનો આ શુભ મુને.

બહુચર બાળી, બહુ કળાવાળી, દીનદયાળી માત:
જય બોલો, જય બોલો, જય બોલો, જય બોલો,
ધ્યાનમાં, ધ્યાનમાં, ધ્યાનમાં, ધ્યાનમાં, ધ્યાનમાં ધરો માત. બહુચર
ફર ફર ફરકે ધજા તમારી, મંદીર ઉપર સારી આજ:
જોઈ જોઈને મુજ મન હરખાયે, સફળ થયા સૌ જનના કાજ.
સુખી થાવો, સુખી થાવો. જય જય જય . .
દુખ જાવો. દુખ જાવો. જય જય જય . .
એમ કિનને તુમને સ્વીકાર્યો અમને દરશન દ્યો સાક્ષાત. બહુચર

## ગાયન ૫ રાગ તુને કુમુલાજીઅરવા.

લેજો અરજી સ્વીકારી, લેજો અરજી સ્વીકારી,

લેજો અરજી સ્વીકારી, (૩) ઓ માજી મારા. લેજો.
અંતરયામી કહું શીર નામી, ભાગો કષ્ટની ભારી. હાંરે. લેજો.
નીચ બુદ્ધીથી ફંદમાં ડુબ્યો, મેલી સેવા તમારી. હાંરે. લેજો.
ભવ ભવ ભટકી શરણે આવ્યો, માજી લેજો ઉગારી હાંરે. લેજો.
આપ બાળકપર દયા કરીને માજી દેજો સુધારી. હાંરે. લેજો
કેશર ચંદન ચડાવી સુંદીર, કરે પુજા નર નારી. હાંરે. લેજો.
અનેક તરેહનાં ફુલ ચડાવું, હાર બનાવું ભારી. હાંરે. લેજો.

**ગાયન ૬ રાગ વખત વીચારો શ્રી હરી. ભજન.**

દયા ધરો દેવી તમો હવે, ધાવો ભગતોની વારે-માજી ધાવો
માજી તમારો સૌને સહાય, તુજ વીણ કોણ તારે.
જુઠો આ સંસાર મનમાં તું લે જાણી
મેલ મીથ્યા અભીમાન, પ્રેમે તુ પરમાણી—પરમાણી
નથી સગાથી કોઇ. સમજ તુ જીવપ્યારા—જીવપ્યારા
ભજી લે બહુચર માત, થસે તને સુખધારા—સુખ ધારા
ખોટી આ જવાની મુરખ કાલ ચાલી જાસે
ભજી લે એક માત નહીંતો કાળ ચાવી ખાસે
છોડ ખોટો વીચાર મુરખ મનમા તુ જાણી
મોહનલાલની વીનતી લે ઉરમાંહી આણી
માર્યા મુગલો આ વાર (૨) માજીએ ક્રોધ કરી ક્રોધ કરી
ચડયા ભગતોની વાર, મરઘાની સ્વારી ધરી સ્વારી ધરી
તમો સહાય કરો, માજી આવા સમે
દેવી આપ વીના, દુખ કોણ દમે
તમો જ્ઞાન ભક્તિ, આપો શક્તિ
માજી તમોને, અમારી છે વીનતી,

માજી પુરશે આસ (૨) મુરખ તું લે માની લે માની
હરસે વનના તાપ, કરશે તુજને જ્ઞાની તુજને જ્ઞાની
આપ બાળ જાણી સદા સહાય કરો
સકળલાલની અરજી ઉર ધરો
કેશવલાલના સદાય પાપ હરો
દુખ કાપી સદા સુખ શાન્તી કરો
મોહનલાલ તુજ દાસ (૨) આસ રાખે ભારી રાખે ભારી
સદા તું કરજે સહાય, વીનતી મુજ સ્વીકારી—સ્વીકારી

**ગાયન ૭ રાગ ગુલાબી મધુ પાજો મારા રાજ.**

પુજુ હું તો નીસદીન, બહુચર માત (૨)
છે ચુવાળમાં સાક્ષાત (૨) પુજુ૦
શરીરે સાડી શોભતીરે, શીશ ઘુંગટ ઝળકાર
કાને કુંડળ ઓપતારે, ગળે મુકતાનો હાર—પુજુ
ચરણુ સેવા ચહાવું નીસદીન, પ્રીતે પુજુ મંમાય
મનહર મુરતી આપનીરે, દેખી દીલ હરખાય—પુજુ
વીધ વીધ જાતના પુસ્પ મંગાવી, ગુથાવું સુંદીર હાર
કેશવલાલ આ વીનતી કરે છે, ઉતારો ભવપાર—પુજુ

**ગાયન (૮) રાગ નીર ભરવાને ગઇતીરે.**

દર પુનમે જાયરે, માજી કેરા સંગ ભારી,
લળી લળી લાગે પાયરે, માજી તુને નરનારી—દર પુનમે

**સાખી.**

માજી તારા ચોકમાં, માનુની ગરબા ગાય
નમી નમી આપે તાળીઓ, પ્રીતે પ્રીતે ઉપાડે પાય
ગાય હરખ ધરીનેરે, સદા મન સુખકારી
હરો કુમતી અમારીરે, અર્જ તમો સ્વીકારી દર પુનમે

સાખી.

ભવ સાગર સંસારમાં, કઇક આવે કઇક જાય
જવાનીમાં ગોથા ખાઇને, મુર્ખ વ્રધપણે પસ્તાય
વાંચસે અમ વાણીરે, સદાએછે સુખકારી
તરી જાશે આ ભવથીરે, નકી સૌ નરનારી— દર પુનમે

સાખી

ભવસાગર તરવા સુણે, રાખી મનમાં ધ્યાન
સાચુ વચન મનમાં ધરે, થાય નકી કલ્યાંણ
વીનતી મોહનલાલનીરે, માજી લેજો ઉરધારી
વીનવે સકરો પ્રીતેરે, કેશવને કરો સુખકારી—દરપુનમે

ગાયન ૯ રાગ હોળી લાજ રખલે શીયામ અમારી

શ્રી બહુચર માત અમારી, વિનતી લેજો સ્વીકારી—શ્રી
એકરે હાથમાં ત્રીશુળ શોભે, બીજે ખડક કર ધારી
ત્રીજે હાથમાં ચકર બીરાજે, ચોથે અવર ખુબી ન્યારી
લીધા દૈતોને સંહારી શ્રી બહુચર
મરઘા કેરી સ્વારી કરી મા, યવન દળ નાંખ્યાં તે મારી;
ખાધેલા મરઘા તે પાછાજ કહાડયા, પરચો દીધો તમે ભારી
એવી માજી ખુબી તમારી, શ્રી બહુચર
મોહનલાલ આ વીનતી કરે છે, લેજો ઉરમાં ઉતારી
સકરલાલને સહાયનો થાજો, વીનવે તને નરનારી
કુંવર ભક્તિ કરે તમારી— શ્રી બહુચર

ગાયન ૧૦ રાગ પારણુના ત્રપ નથી તુંજ.

શ્રી બહુચરા માતા જેવી, નથી કોઇ ઉપકારી;
જોઇમે જોઇ મુરત સારી, સાડી શોભેછે જર તારી,

વીનુતી કરે છે નરનારી, જાઉં હું તમપર બલીહારી. શ્રી બહુચરા.
માજી હું પશુ જેવો નાહાન, શુધ મતી આપો મુજને જ્ઞાન;
સેવક સૌ ધરે તમારૂં ધ્યાન, કષ્ટ માજી નાંખો નીવારી. શ્રી બહુચરા.
માજી હવે મળ્યા મને સાક્ષાત, ભાગી ગઇ મુજ મનકેરી ભ્રાંત;
નમે મળી સૌ સેવક સંગાત, ગાય ગુણ સૌ કોઇ નરનારી. શ્રી.

ગાયન ૧૧ રાગ શિખરણી.

સવારે બાળા તું, તરૂણ રૂપ બપોર સમયે,
દીવસે વૃદ્ધા તું, ત્રીગુણરૂપ ત્રીલોક ઉદયે;
કરી શાન્તિ સધળે, સકળ સુર હણુનિજ પલકે,
અંબામા મારી તું, અકળ તુજ જ્યોતીતો ઝલકે.

ગાયન ૧૨ રાગ શાર્દુલ વીક્રિડિત

અંબામા મુજ દુઃખ દુર કરીને, શાન્તી સદા આપજે
સુખદાતા ગુણ ગાઉ નીત તહારા, બુદ્ધી સારી સ્થાપજે;
ડુબું છું સંસાર સાગર વચ્ચે, કાઢો તમે ઇશ્વરી;
પાપો મુજ અમાપ દુર કરીને, તારો તમે દીલ ધરી.
શાન્તી તું કરનાર છે સકળની, મુક્તિ દેનારી ખરી;
સૌના તું કર સ્થાપજે શીરપરે, આદ્યશક્તિ બહુચરી.

ગાયન ૧૩ રાગ માઠ મેરા ગમકા તારાના.

દેવી અર્જ અમારી, લેજો સ્વીકારી સેવકને સંભાળ;
નમે સૌ નર નારી, કષ્ટ નીવારી, શરણે તમારી સેવકને સંભાળ;
સુણ માડીની માત અમારી, સંકટને કર દુર;
ચુંવાળમાં માજી આપ બીરાજો, અરજી લાવો ઉર;
સદા વારે અમારી, તું બળધારી, દુખ હરનારી સેવકને સંભાળ. દેવી
આ જગમાંહી આશરો તારો. મહેર કરો અંબામ;

દેવી કૃપાળુ દયા કરીને, સેવકને થા સહાય;
શોભે મોહનગારી સુરત સારી કષ્ટ નીવારી, સેવકને સંભાળ. દેવી.
દર પુનમે સંગ મળી મા, ગુણ તમારા ગાય;
મોહનલાલ આ વીનતી કરે છે, થાજો સૌને સહાય;
કરે શેવા તમારી, કેશવ સારી, જાઉં બલીહારી. સેવકને સંભાળ. દેવી.

**ગાયન ૧૪ રાગ પદમણી નીરખીરે સોરઠની હદમાંય.**

બહુચર માવડીરે (૨) વિનતી મારી સ્વીકારં;
મનહર સુંદર મુખડું માનું. તેજે ત્યમ કેરી;
નેપુર સુંદર માતુ પાયે, છમ છમ છમ કેરી.
ભાગ્યવંત જે પ્રાણીઆ, આવે તુજ દરબાર;
પરભવ આ ભવ પામશે, ઉત્તમ સૂખ અપાર. બહુચર.
દર પુનમે સંગજ આવે, તુજને ભજવારી;
નીશ દીન ધ્યાન ધરે બહુચરમા, તારૂં મન મારી.
દેવી દયાળી દુખ હરનારી, કરો શેવકનાં કાજ;
શરણે સેવક આવીયા મા, રાખો સૌની લાજ. બહુચર.
ભવ ભવ ભટકયા ભુલથકી મા, તુજને છોડીરી;
સહાય કરો સેવકને સઘળે, દુખન હરનારી.
સોલંકીની લાજ રાખો, તમો ગરીબ નીવાજ;
મોહનલાલ આ વીનતી કરે છે, રાખે સૌની લાજ. બહુચર.

**ગાયન ૧૫ રાગ રહી શોભી ચંપા કળિ સુંદર.**

માતાજી નામે જપું ચીતેથી રીતેથી પ્રીતેથી મુખે ગાય;
સદા સદા મનને આનંદ થાય, લાગુ લાગુ બહુચર માને પાય.
માજી મુજ અંબર કરજો કાય; પાપ મુજ સર્વે નાશી જાય. મા.
શોભા આપ નીરખી સારી, જાઉં જાઉં બલહારી;

લેજો મુજ વીનતી સ્વીકારી, પુજા કરે નર નારી. મા.

**ગાયન ૧૬ રાગ ઉજેની રંડાણી આજ હાય.**

બહુચરાજી નામ નીત મુખે સુખ ગા;
સેવા કરીને ચીતે ધરીને સીંધુ તરી જા;
લાગ આ મલ્યો આ પ્રેમે કર પુજા. બહુચરાજી.
કાપો જંજાળ હે દયાળ કરૂં હું મજા;
પ્રેમે પુજા દીલે પુજા કરૂં હું સદા. બહુચરાજી.

**ગાયન ૧૭ રાગ. અલબેલી અંબે માત.**

ચાલો ચાલો ને ચોક ચુંવાળ, માના ગુણ ગઇએ;
ગુણતો ગાઇયે, સુખીયા થઇએ, માનસરોવર નહાઇયેરે,
આપ આપના મનની વાતો, બહુચરી આગળ કહીએ; માના
આપ તણી શોભે આંગી સારી, મુગટ તેજ અપારરે;
ઝાંઝરના ઝમકારા વાગે, ઝણુ કરે ઝણકાર. માના.
નૌતમ શોભા કુંડળ કેરી, તેજ તણો નહી પારરે;
અંગે સાડી શોભે સારી, જરી બુટાદાર. માના.
હાથે બાજુબંધ શોભે સારા, નાકે વાળી સારરે;
અજબ મુરત મા શોભે તમારી, અખીલ જગ આધાર. માના.
આંધળાને મા આંખજ આપો, નિરધનીયાને ધનરે;
વાંઝીયાને મા પુત્રજ આપો, હરો છો સૌના વિઘન. માના.
પાંગળાને મા પગજ આપો, તરણુનો મેરૂ બનાવોરે,
ક્ષણમાં મેરૂનો તરણુ કરી દ્યો, જેવું મનમાં મ્હાવો. માના.
મોહનલાલ આ વીનતી કરે છે, પુરજો મનની આશરે;
સકલલાલ મા સેવક તમારો. ઈશ્વરલાલ તુજ દાસ. માના.

### ગાયન ૧૮ રાગ નાથ કેસે ગજકો બંધ છોડાયો.

બહુચર બાળી આશરો એક તમારો, સેવક જનની અર્જ સ્વીકારો.

આદ શકિતમા જગમાં જાહેર, બાળકને નવ પાળો;
જગત જનેતા સુખે સમરીએ, સેવક પ્રતે કાંઇ ભાળો. બહુચર૦
દેવતણા કષ્ટ દુર થવાને, દૈત્યોના પ્રાણ લીધા;
ચંડમુંડને ક્ષણમા મારી, રૂધીર દૈત્યોના પીધાં. બહુચર૦
રાય મનુષ્યને રંક કરો મા, રંકને રાય જો ધારો;
વાંઝીયાને માજી પુત્ર દઇને, વંશની વેલ વધારો, બહુચર૦
આંધળાને મા આંખજ આપો, પાંગળા ને પગ ધારો;
નીરધનીઆને ધનજ આપી, આપો મુકિતનો બારો. બહુચર૦
ચોસઠ જોગણી શરણે રહે તુજ, ઝીલવા અમૃત વાણી;
હુકમ મુજબ તુજ ચાલે એતો, સાંભળી મુખની વાણી. બહુચર૦
નારસીગો તુજ પાસે બીરાજે, હુકમ શીર ઉઠાવી.
પાપી પ્રપંચી કપટી જનને, ક્ષણમાં તે નાંખે ચાવી. બહુચર૦
સોલંકીની લજ્જા રાખી. પુત્રીનો પુત્ર બનાવ્યો,
ઘોડી તણો તે ઘોડોજ કીધો, કુત્રીનો કુત્રો બનાવ્યો. બહુચર૦
અલાદીયા ખુનીને એક ક્ષણ મા, પરચો દીધો તે ભારી
ભગત તણા દુખ દુર થવાને વિનતિ મોહનની સ્વીકારી. બહુચર૦

### ગાયન ૧૯ રાગ ઢીંડી

સુણો માજી તમો અરજ આજ મારી, કરૂં સેવા સદા કરજોડી તારી
કળજુગ વિશે અકળ ગતિ તારી સુણો૦
આપી સુખ સર્વ કાપો કષ્ટ મારાં, આપો સુધ બુદ્ધિ બાળ જાણી તારાં;
દાસ ઉપર કરો મહેર મન ધારી, સુણો૦
સુખ આપી ઘણાના તે કષ્ટ કાપ્યા. ઘણા મનુષ્યના કોઢ કાપી નાંખ્યા;
કષ્ટ વાંઝીયાની મનની વતી ધારી, સુણો૦

સૌ સેવકને તમો બુદ્ધ આપો. દીન જાણી સર્વેના સુખ સ્થાપો!
માગે મોહનલાલ ધ્યાન તુજ ધારી. સુણો૦

## ગાયન ૨૦ રાગ પ્રભુ વિનતિ અમારી

માતુ વિનતિ સ્વીકારી મન ધરજો પ્રેમ ધરી બાળપર કર ધરજો; માતુ૦
સભા જનોની અંદર આજે, પ્રેમ ધરીને કતિ ઉચરીએ;
નમીએ નમીએ તુજ પગમાં અતિ. માતુ૦
જાણી દાસ, રાખો પાસ, એજ અમારી છે ઉલ્લાસ;
મોહનલાલ આ દાસ તમારો, માતુ૦
કૃપા કરીને પાર ઉતારો, સરળ કરજો માજી અમ જનમારો.
સહાય સહાય થઈ સફળ કરજો, માતુ૦

## ગાયન ૨૧ રાગ એવીરે રંભા જાણી.

સુંવાળવાળી અર્જ સુણોને અમારી સુંવાળ.
મનોહર સુંદીર મુખડુ માનું, દીસે સુર્ય સમાન.
શંખલપુરમાં આપ બીરાજો, ધરી મુગનું વાનરે, સુંવાળ.
ગડ ગડ ગડ ગડ નોબત વાગે, ઉપર તો શરણાઇ.
તાસ પખાજ મ્રદંગો વાગે જય જય બહુચર માઇરે, સુંવાળ.
ચંડમુંડને મારી નાખી, કર્યા આપથી દુર.
તે સાટે સૌ દેવ દાસ થઈ, રહે છે આપ હજુરરે. સુંવાળ.
હું પણ આવ્યો તારી હજુરે, શીરપર કર ર ભાંય;
સૌ સેવકને બુદ્ધિ આપી, કરજો તમો સહાયરે સુંવાળ.
સકળ દેવમાં આપ ખરા છો. આદ્ય શકિત તું એક;
વારે આવ્યાની લજ્યા રાખે એવી તારી ટેકરે, સુંવાળ.

## ગાયન ૨૨ રાગ ભજન નાખેલી પ્રેમની દોરી

આવે છે સંગ બહુ ભારીરે, બહુચર બાળી આવે છે સંગ બહુ ભારી
ચૈતરી પુનમનો બહુ મહીમા છેરે, દરશણ કરે નરનારીરે. બ

શેળારે ગઢથી આવી બીરાજ્યા, ચોક સુંવાળી દીલ ધારીને      બ.
સોળ કીને પડછો દીધો મા, નાશીનો કીધો નર બરારી.      બ.
નારસંગવીર મા દાસ તમારો છે, ધારો છો અગે અસવારીરે.      બ.
માનસરોવર ગંભીર ગાજે મા, નહાય તે થાય સુખકારીરે.      બ.
દયા કરી મા દરશન દીજેરે, બહુચરમા બલ ધારીરે.      બ.
માજી તમારૂં નામ સમરીએ. પાપો તો નાખો નીવારીરે.      બ.
અખંડ જોતમાં આપ બીરાજો છે, શોભા દીસે બહુ સારીરે.      બ.
સુંખલપુરમાં આપ બીરાજો છે, કહું શું મુખે વીસ્તારીરે.      બ.
સો શેરકની શોભા વધારો મા, વીનવે તને નર નારીરે.      બ.
મોહનલાલ આ વીનતી કરે છે, લેજો અમોને ઉગારીરે.      બ.

## ગાયન ૨૩ રાગ નટવર વસંતનો ગરબો,

શ્રી બહુચરાજી મુરત મન ભાવી રહી,
ભાવી રહી મન લોભાવી રહી.      શ્રી.

### સાખીઓ

કુંડળ કાને શોભતા, શીશ મુગટ ઝળકાર,
નૌતમ નેપૂર વાગતા, ગળે મુક્તાનો હાર;
બહુચરાજી માત તમો, કરો સુખકારી,
ચરણુંનો સેવા ચાહુ પ્રીતે અહીં;
પ્રીતે અહીં મન લોભાવી રહી.      શ્રી.

### સાખી.

ભવ સાગર સંસારમાં, આપ તણો આધાર,
પાર ઉતારો માજી તમો, નમન કરે નર નાર;
વીધ વીધ ફુલોના હાર માને ચડાવું રે,
આણી મને ઉમંગ અપાર પૂજા રચાવું રે.

## સાખી.

ઘોળાગઢથી ઉતરી, આવ્યા ચોક સુંવાળ,
પડછો દીધો સોળંકીને, જાણી નીજનો બાળ;
રાસ રમીએ કરી પુજા માજી તણી,
સુણી અરજ શેવકને તારજો સહી;
તારજો સહી મન લોભાવી રહી. શ્રી.

### ગાયન ૨૪ રાગ પ્યારા ભાઇ વધાવુંરે

પુજુ હું બહુચર માનેરે (૨) મારૂ ચીત નીશ દીન ચહાય. પુ.
સંસાર સાગર અંદર આવી, ડુબી રહ્યો છુ સદાય;
ધ્યાન ન રાખ્યું ધર્મ સબંધે, બહુ પસ્તાવો થાય. પુ.
જીંદગી કેરૂ ઝાઝ ઝુકાવ્યું, સંસાર સાગર માંય;
હાથ ઝાલી માજી મને ઉગારો, તો આ જીંદગી તરાય. પુ.
કેસર ચંદન ફુલ ચડાવું, ચીતે કરૂ પુજાય;
મહેર કરી માજી મારી કરજો, ચરણ કમળ ચીત ચહાય. પુ.

### ગાયન ૨૫ રાગ ભર ડગલુ ન એકે સમજી

હરો કુમતી માજી મારી, જાણી આપ દાસ;
દુખ કાપી માજી સુખજ આપો, દુર કરો વીનાશ. હરો.
માજી સુખ કરજો કાય, પુજા કરૂ હું સદાય;
જગતની માતા, તુ સુખ દાતા;
હે સમ માતા, સુખની આસ. હરો.
આ બધો તારો સંસાર. સર્વને તારો આધાર,
ગુણ તુજ ગાતા, કર શુક શાતા;
હે જગ માતા પુરજો આશ. હરો.

### ગાયન ૨૬ રાગ સૈયર સુખકર સંસાર

ભજો બહુચર દુખ હરનાર, સાગર તરવાને,

મૂરખ અમથો તુ અથડાય, ડુબી મરવાને;
ધરે આશા આયુશ તણી બહુ, કરે મીથ્યા અભીમાનરે,
ઉડી જશે તુજ પ્રાણુ પલકમાં, ક્યા પડી નાદાન. ડુબી.

દીપક ઉપર પડે પતંગીયું, ધરી મને અભીમાનરે;
નીજ બળ કરતા ઝપડી મરસે, મુરખ તે હેવાન. ડુબી.

કરી અનીતી ધન મેળવ્યું, લક્ષ્મી લાખ કરોડરે;
ધર્મ લેખે પૈ નવ દીધી, કરી ગયો દોડાદોડ. ડુબી.

સંસાર સાગર સમૂદ્ર માંહી, નહી કોઇનું કોયરે;
તેથી મનડા ભજ બહુચરને, સુખદાયક તે હોય. ડુબી.

મોહનલાલની અલ્પ શીખામણુ, ધરજો સઉ કોઇ કાનરે;
પાપ મટાડશે ભવો ભવના, લાવશે તારી સાન. ડુબી.

**ગાયન ૨૭ રાગ સખીયો નિજ નિજ નીતી ધર્મ**

એનો ભાવ ધરીને ભજીએ, બહુચર માતનેરે
ધરીએ એક ચીતેથી નીસદીન એનુ ધ્યાન
માજી કુમિત કાપી સુમિત સોને આપજોરે

**સાખી.**

ગુણુ ગાઉં વીનતી કરૂ, માજી તણા દરબાર
બહુચરાજી માજી તમો, તારજો સૌ સંસાર
માજી સ્નેહ ધરીને સૌ બાળક સંભાળજોરે
હળી મળીને ગુણુ સેવક સૌ ગાય— માજી

**સાખી.**

સુખ સ્નેહથી આવશે, માજીને દરબાર
દુખ કાપી સુખ આપશે, ચુંવાળની સરદાર
માજી સ્નેહ ધરીને સૌ બાળક સંભાળજોરે
હળીમળીને ગુણુ સેવક સૌ ગાય માજી

**સાખી.**

કાને કુંડળ શોભતા, ગળે એકાવળ હાર
સુંદીર શોભે આપને, સાડી ખુટા દાર
માજી સ્નેહ ધરીને સૌ બાળક સંભાળજોરે.
હળી મળીને ગુણ સેવક સૌ ગાય — માજી

**ગાયન ૨૮ રાગ વાતનો ભરૂસો નથીરે**

દેહનો ભરૂશો નથીરે ઓ જીવ તારા દેહનો ભરૂશો નથીરે
કહુ શાસ્તુ કથીરે, ઓ જીવ તરા દેહનો ભરૂસો નથીરે

**સાખી**

ભુલી આ સંસારમાં, સીદને તું ભટકાય
ધર્મ કર્મ સમજ્યો નહી. ભમયો તું અથડાય—દેહનો
રામ લક્ષમણ જેવા રાજવી, છોડી ગયા રજપાટ
મીથ્યા મોહયો ફંદમાં, ખોટા સઘળો ઠાઠ—દેહનો
સમજો આ સંસારમાં, અનેક તરેહના લોક
સૌથી હળી મળી ચાલીયે, નહી નાવ સંજોગ—દેહનો
સમજ્યો નહી સત સંગમાં, જાણ્યા નહી જગદીસ
રાવણ જેવા ઉડી ગયા, છત્રપતી દસ વીસ—દેહનો

**ગાયન ૨૯ રાગ ગરબી.**

(પડવેની પણ પ્રીત ગટમટ ભુલીરે)

દુખ ભંજન રંજન માત; આપ પધારોરે
સુખ દાયક મારી માત, અંબે સ્વીકારોરે
નીજ બાળક જાણી આજ, ભાવ વધારોરે
ભવ પાપ તું બાળી નાખ, માત અમારોરે
ત્રીજીવાર ઉઠી પ્રભાત, પાઠ કરૂછુ રે

મા અશ્વ ઉપર અસવાર, ધ્યાન ધરછુંરે
મા સોમવારે ચીત ચહાય, દરશણ કરવારે
હર કુમતિ મુજ સંતાપ, નામ ઉચરવારે
મા મંગળવારે કાજ, સોના કરોછોરે.
નીજ સેવક જાણી આપ પાપ હરોછોરે:
મા બુધ તણો મહીમાય, અંતર ધરીએરે.
તુજ ચરણ કમળનું ધ્યાન, નીત ઉચરીએરે,
મા ગુરૂવારે ગીત ગાય, માનુની હેતેરે;
તમે કરો સેવકની સહાય, મળજો પ્રીતેરે.
મા શુકરવારે આપ, શોભા શી જામીરે;
જોઇ જોઇને મન હરખાય, કહુ સીરનામીરે.
મા શનીવારે સુખદાય, આવ્યો આજેરે,
મેં વાર ગણ્યા છે સાત, કર મુજ કાજેરે;
એનો આવોને આપણે ઘેર, રમીએ રંગેરે.
ઝમઝુમ દઇને તાલ, ફરીએ સંગેરે;
સ્વપ્ને પુન્ય પ્રતાપ, દરશણ દેજોરે,
મા લળી લળી લાગુ પાય, સંગે રહેજોરે;
મુજ હૃદય વસ્યા છો માત, રંગ રસીલારે.
આવ્યો પરઠો આપો આપ છેલ છબીલારે;
મા આપ તણી છે કાય, કંચન સરખીરે.
મેં જોયું આપો આપ, નજરે નીરખીરે,
ત્રિલોકમાં આપનું તેજ, સો કોઇ લાજેરે,
નિજ બાળક સુંખને સહાય, મા તુજપાસેરે,
મા, ગરબી તમારી નીત, જે કોઇ ગાશેરે;
સાંભળશે ધરીને ચિત, વૈકુંઠ જાશેરે.
મા મોહનલાલ કુરદાસ, સેવ ઇચ્છેરે;
કરજો મુજ હૃદે વાસ, માની પ્રીતેરે.

સખી નોમે નવરાત્રી પુરીરે એમાં એકે નવ રહી છે અધુરીરે
પુર્ણ પ્રીતે કરી ઉચરી બહુચર
મોહનલાલ સદા તુજ દાસરે ગસે માનુની મરજી ખાસરે
તેનો થાશે વૈકુંઠ વીશે વાસ બહુચર

**ગાયન ૩૩ રાગ કહીયે કેટલુંરે મુરખ શીખામણુ નવ માને**

મન તું માનજેરે, એકદીન જાવું ખાલી હાથે
સાચું જાણજેરે, નહી કંઇ આવશે તુજ સાથે.
કાયા કલેવર પડીજ રહેશે, થીદ બીડે તું બાથે,
ધસી ધસીને બહુ નવરાવી, નવ આવે તુજ સાથે. મન તું.
સગા સબંધી પડીજ રહેસે, સાથે ન આવે કોય;
નારી પ્યારી વેગળી રહેશે, અંતે એકલો હોય, મન તું.
અનીતી કરી કીરતી મેળવી. બહુ મોટા કહેવાણા;
ધર્મ કર્મને મુકી વેગળા, હાથમાં લીધા પાણા. મન તું.
ધંધો કરી ધન મેળવ્યું, લક્ષ્મી લાખ કરોડ;
ધર્મમાં કામમાં પૈઈ નવ દીધી, કરી ગયો દોડ દોડ, મન તું.
સંસાર સાગર અંદર આવી, સમજ્યો નહી કંઈ સાર;
મોહ જાળમાં ફસાઈ પડીઆ, જાઇશ નર્કને દ્વાર, મન તું,
દીવા ઉપર જેમ પતંગું, પડી પડી ઝપડાય;
નીજ સ્વાર્થે સમજે નહી કંઇ, લાયે દેહપર લહાય, મન તું.
તીતર ઉપર બાજ ફરે તેમ, દેહના ઉપર કાળ.
મુરખ મનડા ચેતી લઇને, કંઇ તો નજરે ભાળ. ? મન તું.
સત સંગમાં સમજે નહી કંઇ, કરે ખુબ અભીમાન;
અંત સમયમાં શું નિપજશે, તેનું ન લાવે ભાન મન તું.
રામપુરની અલ્પ વિનતિ, જાણ હિલમાં આણ;
સત્ય સમજીને ભજ બહુચરને, થાશે નક્કી કલ્યાણ, મનતું.

**ગાયન ૩૪ રાગ કામણ દીસે છે અલબેલા તારી આંખમાંરે**

હરીગુણ ગાયા વિના, અમથા વરસ ગાળીયારે. હરીગુણ.
જુઠી પ્રીતિ જુઠી માયા, જુઠી મોહ ભરેલી કાયા,
વિના હરીગુણ ગાયા, ભવતે બાળીયાંરે. હરીગુણ.
કોઇની છત નવ સદાય છાજી, જેરી માંડી આતસ બાજી;
રાજી થાય શું જોઇ, મંદીર માળીયારે. હરીગુણ.
જાણ્યા મનમાં નહી હરીને; લીધી ભુંડાઇ ઝાઝ ભરીને,
વીના દયાના દાન કરી તે, બાળીયાંરે. હરીગુણ.
અવળા રસ્તે ઉમર આખી, મણી ચિંતામણુ ખોઇ નાખી;
મન મધે તે રાખી, તીખી પાળીયારે, હરીગુણ,
રાજા ધર્મની આગળ ધરસે, ત્યાં તારા પગનો થર થરશે;
ચડીને જમડા કરશે તુને, કટાળીયાંરે, હરીગુણ.
વાત મરણુની નહી મટવાની, જો જાગી નથી વાર જવાની;
નહી આવે તુજ સાથે, વાલની વાળીયાંરે, હરીગુણ.
વસ્ત્ર તારાતો લુટીજ લેશે, લઇ જઇ બહાર ઝટ બાળી દેશે.
રામપુરી મુખ કહે છે રહેસે, રાળીયારે. હરીગુણ.

**ગાયન ૩૫ ગરબી. પાવારે ગઢથી ઉતર્યા મા કાળીરે.**

કોપી રહ્યા છે દેહ ઉપર કાળ, મુરખ લે માની૦
બાંધ પાણી પહેલા તુ પાળ; મુકી દે હેવાની૦
નથી ઘડી તણો વિશ્વાસ. મુરખ લે માની૦
આતો સ્વપ્ના જેવી વાસ. મુકી દે હેવાની૦
એમે ખોયો ભવો અવતાર; મુરખ લે માની૦
માથે તારી છે જમનો માર, મુકી દે હેવાની૦
થાશે મનનું ધાર્યું તુજ ધુળ. મુરખ લે માની૦
ખુવે ઊંઘમાં વખત અમુલ્ય. મુકી દે હેવાની૦
આવ્યો ગર્ભમાં કરી કોલ. મુરખ લે માની૦

તારા હૈયામાં બાંધી જો તોલ, મુકી દે હેવાની૦
જોતા જોતામાં આયુષ્ય જાય; મુરખ લે માની૦
ઉંડી ડાહાપણમાં તુજ લાય, મુકી દે હેવાની૦
આવ્યું કીનારે ડુબશે નાવ. મુરખ લે માની૦
રાખ હરી ભજ્યાનો લાવ, મુકી દે હેવાની૦
નહી નહાયો ગોધા વરીગંગ; મુરખ લે માની૦
નહી કર્યો હરીજન સંગ. મુકી દે હેવાની૦
નહી ગયો તું દેવ રરશન મુરખ લે માની૦
કેમ થાશે જગદિશ પ્રસન્ન. મુકી દે હેવાની૦
તારે ખાવા મફતનો માલ; મુરખ લે માની૦
ધારે ચાલવામાં મનમાં કુચાલ, મુકી દે હેવાની૦
રાખ હરી ભજ્યામાં પ્રીત, મુરખ લે માની૦
કહે રામપુરી તો ખચીત, મુકી દે હેવાની૦

## ગાયન ૩૬ રાગ ભજન,

મારૂ મારૂ કરતો મુરખ ઘડી એક નવ બેઠોરે
સંત સમાગમ જરા ન રાખ્યો પાપ સભામાં પેઠોરે (મારૂ મારૂ)
પાણીના પરપોટાની બાધ આશા લાંબી કીરે
ક્ષણ એકમાં ફુટીજ જાશે ઉમર આશા એવીરે (મારૂ મારૂ)
શુળી ઉપર મદનું ટીપુ ચાટતા જીભ કપાસેરે
છેલાઈમાં બહુ વાંકો ચાલે અંતે જમડા ખાશેરે (મારૂ મારૂ)
હડકાએલું કુતરૂં નાસે બેશે નહિ તે જરીએરે
વીશયવાળો તો વળખાં મારે ડુબે દુઃખને દરીએરે (મારૂ મારૂ)
ખાખરમાં રહેનારૂં ખીલોડી સ્વાદ સાકરશું જાણેરે
અક્કરમીં અમૃત શુ સમજે મરે ખેંચી તે પાણેરે (મારૂ મારૂ)
કલાલના ઘર કેરૂં ઉંદર દારૂપીને ડોલેરે
મારી ઝપાટો ઝાલ્યો મનીએ તરત કાળજુ ફોલેરે (મારૂ મારૂ)

રણખારામાં રહેતો પ્રાણી જળ મીઠું જોઇ મોહ્યોરે
આપ સ્વાર્થે પીવા જાતાં પ્રાણ પોતાનો ખોયોરે (મારૂં મારૂં)
કાયા ઉપર કાળ ભમેછે તરત પકડી જાશેરે
રહેશે મનના ધાર્યા મનમાં પછી જીવ પસ્તાશેરે (મારૂં મારૂં)
આવ્યો ક્યાંથી ક્યાં જવાનો કરત પાસ તું તેનોરે
શોધી લેતુ સત ગુરૂ તારો ઉકેલ પડશે એનોરે (મારૂં મારૂં)
સુઝ પડે નહિ સોમણ તેલે વણ દીવે અંધારૂંરે
જ્ઞાન વીના બહુ ગોથા ખાધાં મુકયું ન તારૂં મારૂંરે (મારૂં મારૂં)
ડાહ્યા થઇને પંચાત કીધી નીર્મળ નજર નાવીરે
ધાટે વાટે લડતો ફરીઓ ફોગટ ફજેતી થાવીરે (મારૂં મારૂં)
કરી કાગડે કાશી યાત્રા વીસ્ટા રહી ગઇ વહાલીરે
શ્વાન પુછડી સો વરસે કાઢી અંતે વાંકી ભાળીરે (મારૂં મારૂં)
રામપુરીની અલપ વીનતી સૌ કોઇ ધરજો કાનેરે
ધરો ધ્યાન સૌ હરી ચરણનું તેથી મન મુજ માનેરે (મારૂં મારૂં)

**ગાયન ૩૭ રાગ જમકા અજબ તડાકા બે**

મન તું શું કરવા આથડે, જ્ઞાન ગમ ગુરૂ વિના નવ પડે
ખેવટીઆની ખોજ કરી નહિ બેઠો નહિ નાવડે
તુંબડું લઇને તરવા જાતા, મધ દરીએ આથડે જ્ઞાન
જાણ્યા વગર વાદીની વીધ્યા, હાથ ઘાલ્યો રાફડે
મણી મેળવતાં ફણી મળે તો, ઉછળીને આભડે જ્ઞાન
ગુરૂ મળ્યા વિન ગાન કળાનો, તાળ ચુકે તાકડે
જાણે નહિ કાંઇ રાગ રંગમાં, ઉટ પેઠે આરડે જ્ઞાન
અભ્યાસ ક્યા વિન અખાડામાં, કેમ મલની વડે
દાવ પેચમાં કંઇ નવ સમજે, લાતમ લાતા લડે જ્ઞાન
સલાવટનો શીશ થયો નહિ, વીના થોર થાપડે.
દે ઔષધ ઉસ્તાદ વિનાતો, શરીર આખુ સડે જ્ઞાન
કથા સુણવા ધાટ ઘડે પણ વીચારી પાછા પડે
પરનારી પર ધનને દેખતાં, ચીત ચડે ચાકડે જ્ઞાન

રામપુરીની વાણી વહેલી, ધ્યાન વચ્ચે જો જડે
ધ્યાન ધરે જો હરી ચરણનું, પાપ બધુ રખડે ગ્નાન

**ગાયન ૩૮ રાગ સદર.**

ગ્નાનમાં જેની સુરતા ગળે, ભજનથી પાપ બધા પરજળે
રામનામ ઘંટીની અંદર, દોશબીતર ના દળે
શુરતી સમ્રતી જેને વિચારી, શુકમણા આવીને ભળે ભજન
ખલક કરે સૌ ખેતીવાડી, ખબર પડે નીજ ખળે
રામ નામનુ ધન સંગરેતો, કર્મ આવીને બળે ભજન
લીલા સુકા લાકડા સૌ, પવન મંધે પરજળે
પાપંકર મનોહરી પ્રતાપે, આવી એમાં બળે ભજન
હરી જન સૌ હરી જનોને, માન મુકીને મળે
પ્રાણ રૂપ તણો, નીજ આનંદ, મનમાં માંહી ઉછળે ભજન
ટાળો અકડતા અંતરમાંથી, સતસંગે ચીત ભળે
સુખદાઇ સંત તણી શીખામણ, ધ્યાન ધરી સાંભળે ભજન
ફરતા હરતા મનની અંદર, રામ નામ ધન રળે
રામપુરીની આન વીનતી, તો મનની મમતા ટળે ભજન

**ગાયન ૩૯ રાગ ગરબી સીતાજીના મહીના.**

હરી નામ લેવાના હુશિલા, સૃષ્ટીમાં હરીજન;
ખાઇ જાણે શું ખરખીરને, ઉલટે ફિકરડે મન. હરીનામ
મોતીને કાગડો શું કરે, ખાય મોતી મરાળ;
પાડાને પાનના બીડા શાં, સોધે પાડો મરાળ. હરીનામ
આંધળો સમજે શું આરશી, જાણે બાણા સમાન;
બેહેરા આગળ સંખ નાદશું, નહી ઉઘાડે કાન. હરીનામ
ગેંગાને ભમરે ભોળવી, બતાવ્યો બધો બાગ;
જોતાં બગીચાના ઝાડને, જોયા વીષ્ટાનો ભાગ. હરીનામ
સમજે નહિ સ્વાન સંપમાં, ઘણો દેતાં ઉપદેશ;
નજરે જાતીલાને દેખીને, મનમાં લાવે દ્વેશ. હરીનામ

ભોજન અનના શા ક્ટને, રીઝે ઝાંખરે જોઇ;
વળગી છતડી અડાંણમાં, પીસે દુધ મેલી લોહ. હરીનામ
બ્હે પુરશ્રાતન કાતડો, મળે એક નહી કાજ;
કાળા તે રંગની કામળને, ચડે રંગ નહી સાજ હરીનામ
નીરતો ખારાની માંછલી. મીઠા નીરે મરી જાય
કુતરૂ ખીરને ખાય તો, ઉલટી ઓચીંતી થાય હરીનામ
અર્કાબુ રહેનાર પ્રએલનું. થાસે ગોળથી મહોત
પાણી મળે તે જવાસાને, સુકાય થડ ડાળાં સોત હરીનામ
આખા સહી કરી ચક્ષુને, સુરજ ઉગે સુખ થાય
સરીમાં ઉલ્લુક અભાગીયા. દીવસે એને ન દેખાય હરીનામ
ખાય સાકરને સૌ જનો, સુંદીર કરવા કાય
કાંકરા ખરને ખાય તો, જોખમ જીવનુ થાય હરીનામ
રામપુરી કેરા દાખલા, સમજે મનમાં સુજાણ
અલ્પ મતીથી આરાધીયા, ક્ષમા માગુ સુજાણુ હરીનામ

**ગાયન ૪૦ રાગ સદર**

સાચી પ્રગટે જે પ્રીતડી, સહેજે ભેટે ભગવંત
એવા સંત આ જગતમાં, કોઇ વીરલા અનંત સાચી પ્રગટે
ચાતક ચાહત મેહને, બાંધી તનાથી પ્યાર
ચંદ્રમા ધ્યાન ચકોરનું, એથી ખાય અગાર સાચી પ્રગટે
પંખી હરી અલકેરા હૈયાનો, જુવો લાકડાથી ભાવ
પ્રાણ જતા પણ નવ મુકે, ન ધરે ધરણી ઉપર પાંવ સાચી પ્રગટે
મનડુ બંધાણું દીવા જોતમાં, પ્રેમી જુઓ પતંગ,
રોકીએ તો પણ નવ રહે, બાળે પોતાનું અંગ. સાચી પ્રગટે.
સાંભળી વેણુના શબ્દને, મુકે ચરવા નીસાન,
મોહ્યા તે નાદમા મૃગલા, ભુલ્યા શરીરનું ભાન. સાચી પ્રગટે.
સતિ પતિ તણાં સંગ મા, બાળે આપ શરીર;
ઘોડે શુરો સંગ્રામમાં, મેલે પોતાનુ શીર, સાચી પ્રગટે.

ભમરો કમળ કેરો ભોગીયો, ખુવે પ્રેમે તો પ્રાણ.
રચના રામપુરી તણી. વાંચો પ્રીતિએ પ્રાણ  સાચી પ્રગટે.

**ગાયન ૪૧ જમકા અજબ તડાકાએ.**

કાયા કારમીરે, આતો કાચ તણો છે કુપો;
નહી રહે જાળવીરે, ચાલ્યા ગયા કંઇકતો ભુપો,
હસી હસીને વાત કરેશું, ઘડીમાં બગડે પીઠી.
દીઠી દીઠી કંઇકેની દીઠી ચડપ આવી ગઇ ચીઠી.  કાયા.
માત તાત જાણે પુત્ર હમારો, થાય નીશદીન મોટો;
મોત આવશે નજીક એકદીન, થશે ખેલ બાઇ ખોટો.  કાયા.
ભાઇ બોલે બંધવ અમારો, જીવો ભવ ભવ જોડી;
આવી અચાનક કાળ પકડશે, તરત નાખશે તોડી.  કાયા.
નારી જાણે સ્વામી મારો, અમર જીવો અવિનાશી;
દીન એક ઝટીયાં તરત ઉતરશે, કાળ કરશે ઉદાસી.  કાયા.
અંગ સોળ શણગાર સજીને, મન માંહી બહુ રીઝો;
લાલ વેરાગણ એક દીન બનવું, વેશ બદલવો બીજો,  કાયા.
મુખડું દેખો લઇ દર્પણમાં, જમની સમજો સહેમાં.
કાગ કરશે એકદીન કળાહળ, ઝડપ સુવાડે ચેહમા.  કાયા.
ઘરબાર સંસાર તજીને, જાવું એકદીન મેલી;
"રામપુરી કહે હરી વીના તુજ, નથી કોઇ હવે બેલી.  કાયા.

**ગાયન ૪૨ રાગ વીરા વહેલા આવજો.**

વસ્તુ વીરા વિચારીને લીજીએ, જેથી પરમારથ કંઇ થાય.
રૂપેન ન રીઝાય, એવાં ગુણને ન શોધીએ.
કેશર જેવા, ઈંદ્રવરણા ઓપતા;
તેને ચાખેથી ઝેર સમજાય. રૂપે ન રીઝાય.  એવા.
દેખ્યું આંકડાનું દુધ ઉજળું,
પ્રાણ પીવાં થકી છુટી જાય, રૂપે ન રીઝાય.  એવા.
જોઇ થંડી છાયા કર્યો સાથરો,

ચડ્યો મેણાંને મળીયું મસાણું, રૂપે ન રીઝાય. એવા,
મોટી ઘણી મહેનતે કરી ઘોડલી
દીસે પંચ કલ્યાણુની જોડ, રૂપે ન રીઝાય, એવા.
મળ્યો પરદેશી કોઇ પારખું;
ખોળી બતાવી ચોરાશી ખોડ. રૂપે ન રીઝાય એવા.
મળી રસ્તામાં સોનાની સાંકળી;
સરસે આથી કાઢે માડે અર્થ, રૂપે ન રીઝાય. એવા.
પ્રાણ સાથે જતન કરી જાળવી.
જોતા તાવી પીતળ થયું તર્ત રૂપે ન રીઝાય, એવા.
પંખી અજાણ્યાં જઇ બેઠા આકડે,
જોઇ કેરીઓને વસીયા છે વાસ, રૂપે ન રીઝાય. એવા.
બરી પાંચ પખવાડીએ ચાંચડી,
દેખી તુરને પામીઆ ત્રાસ, રૂપે ન રીઝાય. એવા.
ફરે ફાસક ઢોંગઃ ધન ધુતવા,
શીખ સંતોકના કરી કર્મ, રૂપે ન રીઝાય, એવા.
જાણી હંસ પુજા કરી હેતમાં,
મેલ્યો આગળ મોતીનો થાળ, રૂપે ન રીઝાય, એવા.
મન મધે માછલડીની ઝંખના,
ચટવર તાણ્યા બગલાના ચાળા; રૂપે ન રીઝાય. એવા.
રામપુરીની રચના વાંચજો,
કોઇ રૂપે ન મોહાશો ભાઇ થસો દુખદાઇ. એવા૦

**ગાયન ૪૩ રાગ સારદુલવિ ક્રિડીત.**

કેળાં દ્રાક્ષ બદામ સેતુતરંગી, અકોટ સીતાફળ,
ખારેક પીંડ ખજુર આંબા ખીરણી, અંજીર મીઠા ફલં,
સંત્રા રામફલંચ દાડમ લીંબુ, ચીકુટ કાજુ ફલં
પનસ એરંડ પેપઇચ ફોપનીસ આરોગો માજી ફલં.

**ગાયન ૪૪ રાગ ડરમાં તું દીલ સાથ.**

## માતાજીનો થાળ.

આરોગો મુંજમાત, બહુચરા આરોગો મુજ માત,
થાળ ભર્યો ઘણેરી જાત, બહુચરા આરોગો મુજમાત.

ચટણી સારી, કીધી છે ભારી, લીલા મરચા કેરી ચટણી બનાવી;
કોથમીર અબરખ માંય સમાવી. ટોપરૂં ફુદીનું ગમું છે આવી,
ખટાસ મીઠાશસે લજત આવી; થાળ ભર્યો ઘણેરી ભાત. બહુચરા૦
શાકતો આવ્યા, માજી મન ભાવ્યા, સકરીયાયા સુરણુ મેથીની ભાજી;
કંકોડાં કહોળુ તાંદળોયાંની ભાજી, બટાકા પરવર લુણીની ભાજી;
દુધી કારેલા પુવાડની ભાજી, થાળ ભર્યો પ્રેમ સંગાત, બહુચરા૦
સુકા સાગ આવે માજી મન ભાવે, વાલ વટાણા ચણા વઘરાવ્યા;
મગ ચોળા માજી મન ભાવ્યા, સુંદીર મઠ અડદ બનાવ્યા,
તરેહ તરેહના મસાલા સમાવ્યા; તમો સ્વીકારજો સાક્ષાત. બહુચરા૦
પાપડ આવ્યા માજી મન ભાવ્યા, મઠ તણા તો મઠીયા પાપડ.
ચોખા તણા બહુ સુંદીર પાપડ, અડદ મગ કેરા છે પાપડ;
ચોળા તણા બહુ સારા પાપડ, તમો સ્વીકારજો ભલી ભાત, બહુચરા૦
અથાણા આવ્યા, માજી મન ભાવ્યા ખાટું મીઠું કેરીનું અથાણું,
કરોંદા કેરા ગાજરનું અથાણું, મરચા લીંબુનું સારૂં અથાણું;
બીલાં ગુંદા પપૈનું અથાણું, તમે સ્વીકારજો ભલી ભાત. બહુચરા૦
ભજીયાં આવ્યાં, માજી મન ભાવ્યાં, કેળા કોહળાં વંત્યાકના ભજીયાં;
સુરણ મેથી બટાકાના ભજીયાં, સકરીયા ગલકા દુધીના ભજીયાં;
અળવીના પાંદડાં તુરીયાના ભજીયાં, થાળ ભર્યો પ્રેમસંગાત. બહુચરા૦
લાડુ પીર સાવ્યા, માજી મન ભાવ્યા, મોતીચુર મગદળીયા લાડુ;
સકરપારાના તળીયા લાડુ, લાકડશી કણસર્જ્યા લાડુ;
ચુરમા સોજી તણા ખુબ લાડુ, તમો સ્વીકારજો, ભલીભાત. બહુચરા૦
પાક પીરસાવ્યા, માજી મન ભાવ્યા, અમૃતપાકની મીઠાસ સારી;
ગુલાબપાક તેના થકી ભારી, ટોપરાપાકની ખુબી છે ન્યારી;
કેશરપાકે લજત વધારી, થાળ ભર્યો પ્રેમ સંગાત. બહુચર૦
મીઠાઇઓ આવી, માજી મન ભાવી, બરફી પેંડા જલેબી બહુ સારી;

સુતરફેણીની જોડે છે ધારી, ગુલાબ જાંબુની ખુબી છે ન્યારી;
મેશુક સ્વાદ લાગે સુખકારી, થાળ ભર્યો પ્રેમ સંગાત બહુચરા૦
પકવાન આવે, માજી મન ભાવે, પુરી કચોરી બદામનો હલવો;
બાસુદી સીખંડ દુધીનો હલવો, માલપુવા સાથે સોજીનો હલવો;
દુધપાક તથા મહીમનો હલવો, થાળ ભર્યો પ્રેમ સંગાત. બહુચરા૦
દાળ ભાત આવ્યાં, માજી મન ભાવ્યાં, ફુટી દાળ વઘારેલો ભાત;
આરોગો માજી પ્રેમ સંગાત, કઢી વઘારી લાવ્યો સાક્ષાત;
ભુકચુકની મારી માગું માત, તમો સ્વીકારજો ભાત ભાત. બહુચરા૦
આરોગો માજી. થઇ મન રાજી, સેવક જન સૌ થાળ ધરાવે;
સકરાલાલ સદા ગુણ ગાવે, કેશવલાલ ભજે તુને ભાવે;
અંતર ધ્યાન તારૂં તો લગાવે, મોહનલાલ જોડે તને હાથ. બહુચરા૯

## આરતી ૪૫.

જય દેવી જય દેવી જય બહુચર બાળી, મા જય બહુચર બાળી,
જોયા નજરે નીહાળી (૨) ધોળાગઢવાળી. જયદેવી.
એક હાથમાં ત્રીશુળ બીરાજે, બીજે ખપર ધારી; મા બીજે.
ત્રીજા હાથમાં ચક્ર (૨) ચોથે ખડક ધારી. જયદેવી.
ચંડમુંડના મારણ કાજે, પ્રગટ થયા પોતે; મા પ્રગટ.
રૂધીર દૈત્યોના પીધા (૨) અખંડ તુજ જોતે. જયદેવી.
સોલંકીની લાજ રાખી, જાણી નીજ દાસે; મા જાણી.
સેવક જન સૌ વીનવે (૨) પુરજો અમ આસે. જયદેવી.
આરાસુરમાં અંબા બીરાજે, પાવાગઢ કાળી; મા પાવાગઢ.
દક્ષીણમાં ભવાની તુળજા (૨) જય બહુચર બાળી. જયદેવી.
કુગ ઉપર અસવારી, માજી આપ રૂડી સોભે; માજી આપ.
જોઇને જાઉં બલીહારી (૨) મનડા મુજ લોભે. જયદેવી.
ધોળાગઢથી ઉતરી, મા સુંવાળમાં આવ્યાં; મા સુંવાળ.
પ્રગટ પડછો દઇને (૨) સુખડા દરસાવ્યાં. જયદેવી.
મોહનલાલની વીનતી, ઉર વીશે ધારો; મા ઉર વીશે.
સકરો તુજને વીનવે (૨) કેશવ દાસ છે તારો. જયદેવી,

# અગાઉથી આશ્રય આપનાર ગ્રહસ્થોના નામ.

## જીલ્લે મીરજાપુર

૫ મોઢ રણછોડ હરીભાઇ
૧ ઘાંચી રણછોડ પાનાચંદ

## જીલ્લે કાળુપુર.

૧૦૧ ખમાર પીતાંબર પરસોતમ
૫૦ ઘાંચી શીવા નથુ
૨૫ કદોઇ અમરતલાલ મોહલાલ
૨૫ પટેલ આતમારામ ત્રીકમદાસ
૨૫ પટેલ શંભુલાલ મહીપતરામ
૨૫ કંદોઇ પરભુદાસ નંદરામ
૨૫ કડીયા સકરા મગન
૨૦ કંદોઇ મોહલાલ નથુ
૧૫ સલાટ ભીખાભાઇ મોહનલાલ
૧૦ કડીયા મણીલાલ બેચર
૧૦ કડીયા છેલ નથુ છોટાલાલ
૧૦ રામી અમરતલાલ દોલત
૧૦ ઘાંચી ચુનીલાલ અંબારામ
૧૦ ખમાર રણછોડ દલપત
૧૦ ઘાંચી મોતીલાલ સોમચંદ
૧૦ ઘાંચી પરસોતમ મગનલાલ.ભાઇ.
૧૦ ખમાર જમનાદાસ સાંકળચંદ
૬ કડીયા વાડીલાલ જીવરામ
૫ બ્રાહ્મણ ગરધરદાસ નારાયણદાસ
૫ બ્રાહ્મણ મણીલાલ રણછોડરાય
૫ પટેલ જુમલ મોહન
૫ રાવત જેસીંગ રણછોડ
૫ ખત્રી પ્રેમચંદ રામચંદ
૫ ઘાંચી રણછોડ મોહન
૫ ખત્રી ઘેલાભાઇ મોતીલાલ
૫ કડીયા કેશવલાલ મગન
૫ કડીયા બાપાલાલ ભવાન
૨ ઘાંચી ભગવાન મોતી
૧ શા માણેકલાલ મગનલાલ
૧ ઘાંચી કેશવલાલ છગન
૧ ઘાંચી વલ્લભ જાદવજી
૧ ઘાંચી બલાખી મુળજી
૧ ખત્રી વાડીલાલ જેઠા
૧ ઘાંચી મગન અંબારામ
૧ ભાવસાર છમનલાલ માનચંદ
૧ ઘાંચી મણીલાલ અમરતલાલ
૧ ઘાંચી નાનાલાલ નથુ
૧ ક્ષત્રી છોટાલાલ હરીલાલ
૧ તંબોળી બખતાવર
૧ ભાવસાર ત્રીભોવન મોતી
૧ કંદોઇ જમનાદાસ મુળજી
૧ પટેલ રામદાસ બલાખીદાસ
૫ ભાવસાર સકરા મગન

## જીલ્લે દરીયાપુર.

૫૦ પટેલ મણીલાલ ગગલ
૩૫ ઘાંચી બાપાલાલ ભોળાનાથ
૫ પટેલ. ગીરધરલાલ શીવલાલ
૧ ઘાંચી ઓઘડજી મોતી
૧ પટેલ નાથાલાલ રવીચંદ

## જીલ્લે હુસેનાબાદ

૧ કડીયા જીવરામ દેવજી

## જીલ્લે દીલ્લીદરવાજો.

૩૦ ઘાંચી બાલચંદ ગોવીંદ
૨૫ ઘાંચી મનસુખ લલુ
૨ ઘાંચી નાનશા હરજીવન
૧ પટેલ. ઇશ્વર જેઠા
૧ ઘાંચી કનઇયાલાલ

## જીલ્લે શાહપુર

૧ ઘાંચી ગીરધર હરગોવન
૫ ઘાંચી માધવજી પાનાચંદ
૧ ઘાંચી હરીવલભ લાલજી
૧ ઘાંચી મોતીલાલ પરણુ
૧ ઘાંચી મોતીલાલ છોટાલાલ
૫ ઘાંચી ગણુપત મગન

## જીલ્લે રતનપોળ મધ્યે દુધનો સંચો.

૧૦ પટેલ કેશવલાલ માહાસુખ
૧ બારોટ જેઠાં ઇચ્છા
૧ બારોટ ઇશ્વર જેસીંગ
૧ બારોટ નારણુ જેસીંગ
૧ બારોટ કુબેરદાસ ધરમદાસ

## જીલ્લે સાંકડી શેરી

૫૦ ચોકસી મણીલાલ છગનલાલ
૧ ઘાંચી હરીલાલ છગનલાલ
૫ ઘાંચી છોટાલાલ દલસુખ
૧ ઘાંચી દલપત પન્નાચંદ

## જીલ્લે પાનકોરને નાકે.

૨૫ ઘાંચી કચરાભાઇ હીરાચંદ
૧૦ ઘાંચી ચુનીલાલ બલાખી
૧૦ ઘાંચી હરગોવન મોતી
૫ રજપુત ફુલસીંગ ગોવીંદસીંગ
૧ શા મગનલાલ દામોદરદાસ

## જીલ્લે શાક બજારથી માંડવી ની પોળ.

૫ ઘાંચી કેશવલાલ કુબેરદાસ
૫ શા હીરાચંદ લાલચંદ.

## જીલ્લે બજાર રીચીરોડ

૧૦ ઘાંચી ગણુપત જેઠા
૫ શા ભીખાભાઇ નગીનદાસ.
૫ ઘાંચી અમરતલાલ નારણદાસ.
૨ સુ. ઘાંચી મોતીલાલ વલભરામ
૨ શા. કેશવલાલ હીરાચંદ.
૧ ઘાંચી મોતીલાલ જેઠા
૧ શા. શકર તલકચંદ ખેહેરા.

## જમાલપર

૫ ઘાંચી છોટાલાલ નથુ

## જીલ્લે આસ્તોડીઆ

૫૦ ઘાંચી ચમનલાલ મગનલાલ
૨૫ ઘાંચી બલાખી ભગવાન.
૧૦ ઘાંચી ડાહ્યા ભગવાન
૨ ઘાંચી પરસોતમ કેશવલાલ
૧ જાની વિશ્વનાથ ઇશ્વર
૧ શા પરસોતમ સાંકળચંદ

## જીલ્લે સારંગપુર

૮ ખમાર ભોગીલાલ બાપાલાલ

## ધીકાંટા

૨ ઘાંચી પરસોતમ રણછોડ.

# જાહેર ખબર.

શ્રી બહુચરાજી વિજય તથા શ્રી જૈન રત્નમણી વિગે
ડીઓ નીચેના સરનામે મળશે.

અમદાવાદ કાળુપુર ભંડેરી પોળ કાયતવાડા મધે શ્રી
મણીના કર્તા સ્વામી રામપુરી ઉંકારપુરીને ત્યાંથી.

કાળુપુર ચકલામાં કુંપેલવાળાની પોળ સામે ઘાંચી
મગનલાલને ત્યાંથી મળશે.

કાળુપુર ભંડેરી પોળ કાયતવાડામાં કડીઆની ખડકી અંદર ક
ડીઆ સકરાલાલ ભગવાનને ત્યાંથી મળશે.

સર્વે સદ્‌ગૃહસ્થોને ખબર આપવામાં આવે છે કે થોડા દિવસ
બાદ અમારા તરફથી ચાર જાતની ચોપડીઓ બહાર પાડવામાં આવશે
તેના નામ નીચે મુજબ—

શ્રી સોલંકી વિજય નાટક

કનક સુંદરી નાટક.

બહુચરાજી વિજય ભાગ ૨ બીજો.

વિચાર તરંગ.

એ ચોપડીઓમાં સર્વે સદ્‌ગૃહસ્થો અમોને આશરો આપ
એવી આશા છે.

અમારા શીક્કા શીવાય કોઇએ ચોપડી લેવી નહીં.
કાલુપર ભંડેરી પોળમાં કાયતવાડા કડીયાની ખડકી સામે.